ઓ૩મ્.

# ભક્તરાજ પ્રહ્લાદ

૨૧૫૪ નાટક–ગાયનો

"મોરબી ગુજરાતી નાટક કંપની" માટે

રચી પ્રસીદ્ધ કરનાર.

પંડયા વલ્લભરામ શીવશંકર.

છપાવી પ્રસીદ્ધ કરનાર,

પંડયા મયાશંકર શીવશંકર.

(મોરબી ગુજરાતી નાટક કંપનીના માલીક.)

આવૃતિ ૧ લી પ્રત ૧૦૦૦

અમદાવાદ–

શ્રી "કેશરીયાજી" પ્રીન્ટીગ પ્રેસમાં છાપ્યું.

સંવત ૧૯૬૪ સને ૧૯૦૮

કીંમત રૂ. ૦–૨–૦

આ બુક સને ૧૮૬૭ ના ૨૫ મા આક્ટ પ્રમાણે રજીષ્ટર કરાવ સર્વ હક્ક કંપનીના માલીકે સ્વાધીન રાખ્યાછે માટે તેની અંદરનું કોઇ પણ ગાયન તથા પ્લોટ અથવા તેમાંનો કોઇ પણ ભાગ માલીકની રજા સીવાય છાપવો છપાવવો કે ભજવવો નહી

# ભક્તરાજ પ્રલ્હાદ નાટકની પ્રવેશવાર

## ટુંક હકીકત.

---

## અંક ૧લો

પ્રારંભમાં મંગળા ચરણ અને વસ્તુ વિવેચન

પ્ર. ૧-શ્રી **નારાયણ** તથા **લક્ષ્મીજી** નો એકાંત, **સનક** તથા **સનકાદી** રૂષીઓનું આવવું **જય વિજય** દ્વારપાળોનું તેઓને અટકાવવું, રૂષીઓનો ક્રોધ અને શાપ **જય વિજયની** વિંનતી તથા **પ્રભુનો** અનુગ્રહ

પ્ર. ૨-**હીરણાક્ષના બે સામંતોનું** ગણીકાને ત્યાં આવવું **ગણીકાની** પ્રિતીની પરિક્ષા. અને ફીટકાર

પ્ર. ૩-**હિરણાક્ષના** કચેરીમાં બ્રાહ્મણોને સતાવવા માટે પૃથ્વી પાતાળમાં લઇ જવા વિચાર

પ્ર. ૪-**બ્રાહ્મણો** તથા **નારદજીનો હિરણાક્ષના** ત્રાસ માટેનો વિચાર પ્રભુ પ્રાર્થના **શ્રી નારાયણ પ્રભુનું** આવવું; **વરાહ** સ્વરૂપે પૃથ્વીને પાતાળમાંથી પાછી લાવી આપી ત્રાસ દુર કરવા વચન

પ્ર. ૫-**હિરણાક્ષને** પોતાની **રાણી કસુધાનો** ઉપદેશ. પોતાના ભાઇ હિરણ્યકસ્યપુ જાનવરથી ફસાયાની ખબર. અને તેથી ક્રોધ અને મદદે જવા નીકળવું

પ્ર. ૬–ગોરો કુંભારભજનનીધુનમાં તથા પોતાની સ્ત્રીને પ્રભુ ભક્તિ માટે બોધ – ભજનની ધુનમાં ગોરાએ પોતાના છોકરાને ગારામાં કચરવો છોકરાનું મરણ. સ્ત્રીનો વિલાપ. પ્રભુનું જોગી વેશે ખરા ભક્તોની પરિક્ષા કરવા આવવું ગોરાની ભકતી પર ખુશ થઇ તેના છોકરાને સજીવન કરી ચાલ્યા જવું

પ્ર. ૭-જીવી તથા તેની સાસુનો વાદ વિવાદ અને ગંગારામનું કંટાળવું —વીગેરે

પ્ર. ૮–વાણીયાને ત્યાં શ્રી નારાયણ પ્રભુ તથા લક્ષ્મીજીનું જોગી વેશે પધારવું અન્યો અન્ય મહાત્મ સબંધી વાદ વિવાદ પ્રત્યક્ષ પ્રભુ તથા લક્ષ્મીજીની, ભકતોની પરિક્ષા—

પ્ર. ૯–શ્રી નારાયણ તથા લક્ષ્મીજીનું કઇ ભક્તિ શ્રેષ્ટ ? તે વિષેનુ સમાધાન

પ્ર ૧૦–હિરણાક્ષ તથા નારદજી હિરણ્યકશ્યપુના થએલ મૃત્યુ માટેની વાત ચીત

પ્ર. ૧૧–નારદજીનું હીરણાક્ષને વરાહ સ્વરૂપે શ્રી નારાયણપ્રભુને પૃથ્વી પાતાળમાંથી લઇ જતાં બતાવવુ



# અંક બીજો

પ્ર. ૧–હીરણ્યાક્ષની પોતાના ભાઈના મરણ માટે દિલગીરી અને તેનું વેર લેવા માટે પોતાની કાયા વજ્રની બનાવવા માટે બ્રહ્માની તપ શ્ચર્યા કરવા જંગલમાં જવા વિચાર

પ્ર. ૨–જીવીનો પોતાની સાસુપર જુલ્મ ગંગારામનું આવવું અને ગુસ્સો બદલો લેવા ખાતર જીવીના મા બાપને બનાવવા વિચાર

પ્ર. ૩–હિરણ્યાક્ષની તપશ્ચર્યાથી બ્રહ્માનુ પ્રસન્ન થવુ અને વરદાન આપવું

પ્ર. ૪–ગંગારામની રચેલ યુક્તિ પ્રમાણે જીવીના માત પિતાનુ જોગી વેશે આવવું યોગ્ય બદલા ખાતર રચેલ યુક્તિ પ્રમાણે તેઓને શિક્ષા છેવટે ભેદનો ખુલાશો

પ્ર. ૫–બ્રહ્માના વરદાનથી મગરૂર થએલ હીરણ્યાક્ષની પોતાના રાજ્યમા રામ નામ નહી બોલવા તથા તેને બદલે પોતાનુ નામ ભજવા માટે કચેરી વચ્ચે આજ્ઞા વીગેરે

પ્ર. ૬–ઇંદ્ર તથા નારદજીનો, હિરણ્યાક્ષની સ્ત્રી ગર્ભવંતી હોવાથી જો તે હિરણ્યાક્ષના રાજ્યમાં રહેશે તો તેને દુષ્ટ પુત્ર પેદા થશે માટે તેનું હરણ કરવા વિચાર

પ્ર. ૭ કયુધાનો સાહેલી સાથ ગરબો. બાદ ઇંદ્રનુ આવી કયુધાનું હરણ કરવુ સાહેલીઓનો ગભરાટ જેથી હિરણ્યાક્ષ

નું ત્યાં આવવું ક્રોધ અને શોધે જવા વિચાર

પ્ર- ૮–જીવીની સાસુ પ્રત્યે ઇર્ષા અને પ્રપંચ છેવટે યુક્તિ કરી ગંગારામે તેનો યોગ્ય બદલો જીવીને આપવો

પ્ર- ૯ શ્રી નારાયણપ્રભુ તથા અપ્સરાઓ ત્યાં હીરણાક્ષથી કંટાળેલ દેવતાઓનું નારદ સહીત આવવું પ્રભુને વિનંતી આશ્વાસન પ્રભુની ઇંદ્રને કયુધાને પુત્ર સહિત પાછી મુકી આવવા આજ્ઞા તથા સર્વેનું દુ:ખ નરસિંહ રૂપે મટાડવા વચન

---

# અંક ત્રીજો

પ્ર- ૧–હીરણાક્ષ પાસે નારદજીનું રાણી તથા પ્રહ્લાદને લઇ આવવું પિતાની પુત્રને રામ નામ નહિં લેવા આજ્ઞા.

પ્ર- ૨–નીભાડામાં ભુલથી મંજારીના બચ્ચાંનું માટલુ રહી ગએલું હોવાથી તેઓ ને બચાવવા માટેની ગોરાકુંભારની પ્રભુ પ્રાર્થના પ્રહ્લાદજીનું આવવું, પ્રભુ તથા હિરણાક્ષ બંન્નેમાંથી પ્રભુભક્તીજ ખરી છે એમ સીદ્ધ થવું અને પ્રહ્લાદમાં પ્રભુભક્તિ પ્રગટ થવી.

પ્ર- ૩–નીશાળીઆઓનો આનંદ માટે વાદ વિવાદ પ્રહ્લાદજીનો પ્રભુ ભક્તિમાં આનંદ સમજાવવો

પ્ર- ૪–પ્રહ્લાદજીનું નીશાળમાં સર્વને રામનામનું ભણતર ભણાવવું મહેતાજીનું આવી ગુસ્સે થવું અને પ્રહ્લાદજીને હીરણાક્ષ પાસે લઇ જવા

પ્ર- ૫–મહેતાજીનું પ્રહ્લાદજીને લઇ આવવું હીરણાક્ષે પ્રહ્લાદજીને પ્રભુભકતી નહી કરવા સમજાવવા પ્રહ્લાદજીનો દ્રઢ નિશ્ચય તેથી હીરણાક્ષનો ક્રોધ અને પ્રહ્લાદજીને ડુંગરપરથી ફેંકી દેવા સીપાઇઓને આજ્ઞા

પ્ર- ૬–સીપાઇઓએ પ્રહ્લાદજીને ડુંગર પરથી નીચે ફેંકવા અને પછીથી નદીમાં ફેંકવા પણ પ્રભુકૃપાથી દરેક જગ્યાએથી તેમનું બચવું સીપાઇઓની નીરાશા અને પાછા લઇ જવા વિચાર

પ્ર- ૭–સીપાઇઓનુ પ્રહ્લાદજીને લઇ આવવું જો, જોઇ હીરણાક્ષનો, ક્રોધ ગુરૂ શુક્રાચાર્ય તથા બહેન હોળીકાનું આવવું. છેવટે હોળીકાની સલાહથી પ્રહ્લાદને અગ્નિમાં બાળવા યુક્તિ.

પ્ર- ૮–હોળીકાએપ્રહ્લાદજીનેસળગાવવાઅગ્નીપેદાકરવો પ્રભુ કૃપાથી હોળીકાનું સળગી જવુ ને પ્રહ્લાદજીનું બચવું હીરણાક્ષની નીરાશા. છેવટે ગુરૂ શુક્રાચાર્યની સલાહથી પ્રહ્લાદજીને તેમની માતૃશ્રી કયુધઃ પાસે, રામનામ ના લે તેમ સમજાવવા સારૂ મોકલવા

પ્ર- ૯—પ્રલ્હાદજીને લઇ ગુરૂ શુક્રાચાર્યનું રાણીકચુંધા પાસે આવવું રાણીને પ્રલ્હાદજી રામનામ ના લે તેમ કરવા ભલામણ રાણીનું પુત્રને સમજાવવું પ્રલ્હાદજીનો પ્રભુભક્તી માટે નો દ્રઢ નિશ્ચય હીરણાક્ષનું આવવું પ્રલ્હાદજીની હઠથી ક્રોધ થવો અને આખરે કચેરીમાં ધગધગતા સ્થંભે બાથ ભીડાવવા હુકમ

પ્ર ૧૦—પ્રલ્હાદજીની પ્રભુભક્તી દરેકનું તેમ નહીં કરવા સમજાવવું પણ નિષ્ફળતા આખરે ધગધગતા સ્થંભે બાથ ભીડવાનો પ્રલ્હાદજીને હીરણાક્ષનો હુકમ બાથ ભીડવી છતાં પ્રભુ કૃપાથી બચવું આથી હીરણાક્ષનો ક્રોધ અને શમશેરથી પ્રલ્હાદજી પર ઘા કરવા જવું એકદમ સ્થંભમાંથી શ્રીપરમાત્માનું નરસીંહ રૂપે પ્રગટ થવું હીરણાક્ષનો વધ અને ઉધ્ધાર સાચી પ્રભુ ભક્તીનો પ્રભાવ અને વીજય —છેવટનો આનંદ



# મુખ્ય પાત્રોનાં નામ

## પુરૂષ વર્ગ

શ્રીનારાયણ ... ... શ્રી પરમકૃપાળુ પરમાત્મા
હીરણાક્ષ... ... ... પાતાળનો રાક્ષસ રાજા
હિરણ્યકશ્યપુ ... ... હિરણાક્ષનો ભાઇ
પ્રહ્લાદ ... ... ... હિરણાક્ષનો પુત્ર અને પરમાત્માનો પરમ ભક્ત
ગોરો ... ... ... કુંભાર શ્રી પરમાત્માનો પરમભક્ત
જય, વીજય ... ... શ્રી નારાયણના દ્વાર પાળો
સનક, સનકાદી ... — ... ઋષીઓ
શુક્રાચાર્ય ... ... હિરણાક્ષનો ગુરૂ

## સ્ત્રી વર્ગ

લક્ષ્મીજી ... ... શ્રીનારાયણના પત્ની
કયુધા ... ... ... હિરણાક્ષની સ્ત્રી
હોળીકા ... ... ... હિરણાક્ષની બ્હેન

એ સિવાય. નારદજી, ઈંદ્ર, બ્રહ્મા. વીગેરે દેવતાઓ, અપ્સરાઓ બ્રાહ્મણ તથા વણિક કુંટુંબો. કંચનીઓ, દાસીઓ, દરબારીઓ, ભક્તિભ્રષ્ટ મહેતાજી. નીશાળીઆઓ. સીપાઇઓ. વીગેરે વીગેરે.

શ્રી સદ ગુરૂ ભ્યો નમ;

# ભક્તરાજ પ્રલ્હાદ નાટક--ગાયનો.

## અંક ૧ લો

સુત્રધાર— ૧

ગોકુળ ચંદ્ર ગદાધર ગોધર ગોમતી પ્રીયે રમેશ મહેશ.
નારાયણુ નરસીંહ નીરંજન નીરાકાર નરેષ હમેશ.
શેષ નાગપર જગમાં પોઢયા જદુપતી ગંરૂડ વાહન આરૂઢયા
ભકતા જનની ભકતી પ્રભાવે— ... ... ...
હરીજન ગુણુ ગાય પ્રીતે પ્રભૂ પડુ પાય એવો શોધ્યો છે ઉપાય
કાર્ય આ સફળ થાય તેમાં હરી થજો સહાય લળી લળી લાગુ પાય
દુ:ખ સૌ દુર થાય— ...... ...... ...ગોકુળ—

સુત્રધાર— ૨

બુધી નીર્મળ રાખી સત સંગ માંહી સદા પચી રહેવું
ભવ સાગર તરવા રામ રામ આ જીવ્હાથી કહેવું

નટી.... ૩

ગાઉ હું ગુણ પ્રીત મારે હૈયે છે હુલાસ—
ગાઉરે હુ ગાન— ... ... ... ટેક

મધુરી શી મુર્તી જેની અકળ કળા શું તેની—
ભકત વત્સલ ભગવાન— ... ... ગાઉ હું
અવીનાશી વ્રજવાશી, કરજોડી વંદુ દાસી—
કરો પ્રભુ તમે મારી સહાય— ... ... ગાઉહું
વીનતી સાંભળજો મારી, પ્રભુજી દયા દીલધારી—
શુધ મતી યાચુ મહારાજ—૦—

લક્ષ્મીજી... ૪

પોઢો પ્રભૂજી પ્રાણ મારા શાન્ત થઇ આવાર
કૃપા કરો મહારાજ મનથી ભજુ પ્રભુ કૃપાળુ
તમેછો ભકત આધાર— ... ... ———ટેક
પ્રેમે રહું હું પાસ યાચુ ભકતી મહારાજ
એવી ઇચ્છા ભરથાંર કરજો તમે દયા દયાળુ
સુણી અને આવાર— ... ... ——કૃપા

જય—વિજય.... ૫

ઋષિએ દીધોછે આપ જુલ્મ ગુજારી હાય
પૃથ્વી પર અમો રાક્ષસ થયા આજે
ઉગારો કૃપા કરી હે જગ રાય હાય——ટેક
કૃપા કરી અમ બાળની વારે ધાઓ ભગવાન
મહા કષ્ટ આવી પડયું કૃપા કરો મહારાજ

લક્ષ્મીજી—નારાયણ,....        ૬

પ્રીતે મારા પ્રભુજી પધારો હાં હાં
હારી દશા મારાથી નાર હાં, હાં,
અંતર જાણ્યું ગતી તારી હું રશીલા પ્રાણ——ટેક
મદમાં બોલ્યો શું આવું માનુની ભુલી અંતરનું ભાન
હું જો ખરેતો ચાલી જગતમાં ભુલાવુ સઘળી શાન
લક્ષ્મીજી ભુલાવું સઘળી શાન——  ...  ...  અંતરે

સામંતમિત્ર....        ૭

મન હરશો હરિ સ્મરશો પરનારીની પ્રીત કદી નહિ કરશો
પરનારીની પ્રીતડીરે જેવી લશણની ગાંઠ
ખુણે બેસી ખાઇ લઇએ તોએ પર ઘેર જાયે વાશરે
પરનારીની પ્રીતથી રે ગયું રાવણનું રાજ
દશ માથાને વીશ ભુજાઓ પરનારીને કાજરે——મન
પરનારીની પ્રીતડીરે જેમ બાવળથી બાથ
નીરમાં મુઠી વાળીએ પણ ખાલી આવે હાથરે——મન૦

સામંત—નાયકા....        ૮

આવો પ્રિયે પ્યારા મારા પ્રાણ આધારા

નથી ન્યારા પતી પ્રાણ આધાર છો
જા જા લુચ્ચી નારી દિસે તુ ધુતારી
ઠગારી નથી કાંઇ કામની——ટેક—૦
વારી વારી જાઉં બલીહારી
કપટી નારી તું ધુતારી
હાય મારા યાર જાય જાય
થાય રાંડ એવું થાય થાય——આવો——૦

કંચનીઓ—                    ૯

હાંરે મોરા પીયા ગયો મેં પસ્તાણી
એસી ભઇ મોરે મનકી હાની
વાત કહત હું છાનીરે——ટેક.——૦
ઉન બીન મોહે ચેન ન પડતહે
સુનીએ કરમકી કાનીરે——મોરા——૦
સઘળી રેન મોહે તલપત બીતી
જેસે મછલી બીન પાનીરે———મોરા—૦
મોહે છાંડ કર ગયે દિલજાની
પ્રીત મારી નથી છાનીરે——મોરા——૦

કયુમા—                    ૧૦

પતી પ્રાણ આધાર મારા હજુએ ન આવ્યા

કોઇ સુખના સંદેશા મારા ન લાવ્યા
મારા નવલ કીશોર મારા ચિત્તડાના ચોર
મને અકળાવી બાવરી બનાવી
પ્યારાના પ્રીતે મને ઘેલી બનાવી.
સખી જા સમજાવે પ્રીયને બોલાવે
આજે તો સૌ મારો શુદ્ધ વિસરાવે——પતી-૦

હિરણ્યાક્ષ—                    ૧૧

દીસે કાંઇ ઉદાશ તું આચાર મુજ પ્રાણ પ્યારી
નવોઢા નાર આ ખુશી તજી ઉદાસી તારી——ટેક
રમણી રસીક તારી છબી પ્રીયાએ દીલધારી
નેનાને નચાવ રંગ મચાવ આશક હું છું ભારી——દીસે

હિરણ્યાક્ષ—કસુધા——        ૧૨

નહી જાઓ પ્રીય પ્રાણ આમ બની અણજાણ
એ છે મહા બળવાન શત્રુ નહી જીતાય
ધીર ધર પ્રીય પ્રાણ હું છું બહુ બળવાન
મળ્યો શત્રુ નીરધાર કેમ જતો મુકાય
ચાલો જઇએ પ્રીય પ્રાણ બંને લઇએ સુખ લાણ
મળ્યો આનંદ આધાર નહી તજો ભરથાર
તું છે છબીલી નાર હું રંગીલો ભરથાર

બન્યું જોડુ સુખકાર પણ આવાર લાચાર

ગોરો—ભક્ત—— ૧૩

કરમન ભજનનો વેપાર ધણી તારા નામનો આધાર
પ્રથમ સ્મરૂ શારદી ગણપત લાગુ પાયજી
દેવોના હું દેવ સ્મરૂં ઉગન્તે પ્રભાત——ટેક૦
ગજેંદ્ર તારી સુંડ માર્યો વીદુરની ભાજી ખાધીજી
સવરીના તેં બોર ખાધાં કર્યો અહલ્યાનો ઉદ્ધાર——કર

ગોરાભક્ત—— ૧૪

પ્રીતથી ભજુ પ્રભુને હું ભાઇ તમે સહાય થજો મોરારી
તેલ કડામાંથી ઉગાર્યો સુધન્વા મીરાંબાઇ ને તારી
કુંવરબાઇનાં મામેરાં પુર્યાં અહલ્યાને ઉદ્ધારી——ટેક
ધના ભકતે ખેતર ખેડયા વેરૂ વાવી ઘેર આવ્યા
સંત જનોના વાસે પાતર પુર્યાં ઘઉના ગાડા ઘેર લાવ્યા-પ્રી

ગોરો અને તેની સ્ત્રી— ૧૫

રામૈયાને સ્મરીએરે છતરપતી સ્મરીએરે
આંગો બીડુ પ્રભુજી હરી——ટેક૦
કાયા માયાનો ગર્વ ન કરીએ વણસંતા નહિ વાર
લાખો કરોડો જન્મ ગયા તોપણ નાવ્યો પાર...રામૈ
ધન દોલતને માલ ખજાના જુઠો સૌ સંસાર

અખંડ સુખ જો ચાહો નરતો સેવો સદગુરૂ પાયરે...રામ
કોટી જન્મના પુણ્યે પામ્યો અમુલ્ય આવો દેહ
હાથે આવ્યો તું ખોઈશ હીરો મુરખ જાગીને ચેત—રામ

ગંગારામ જીવી તથા ડોસી— ૧૬

એજી મારોમાં મારોમાં મુજનેરે
રાંડ કરી ન છોડું હું તુજને (૨)————ટેક-
માત પીતાએ આપી મુને કરયો ન કાંઇ વિચાર
પતી અતી પાપી બની મારે છે નીત માર——એજી૦
સમજી જાને તું હવે વદીજો કદીએ વાદ
માન્યુ નથીજો મારૂ આખીશ આવોજો રેવાદ—એજી
હાર્યો હું તમ બેયથી ઘડુ તમારો ઘાટ
કુભાર્યા મળી મુજને ડોશી વાળે દાટ————એજી

વાણીયા— ૧૭

અલ્યા જાજરે દીસે ધુતારો અહીં
શું આ બોલોરે હું ધુતારોનહી
હું છું શેઠ મોટા સાહુકાર
પૈસાનો નહી પાર
કહું છું હું વાર વાર
હવે જોયુરે મુખ લાડ અહી

દોડો દોડોરે બહુ માર પડી
વાહુ વાહુરે ઠીક ઢાલ પડી
કપુરીયા ઘોડ મહાત્માને લઇને દોડ——અલ્યા.

લક્ષ્મી—નારાયણ ૧૮

રસીયા રંગીલાછો પ્રીતમ પ્રભુજી મારા
રંગીલી રસીલી નાર અમૃત સમ બોલ પ્રીય તારા
તમે અધીક પ્રીય મન મારા કરૂ હૃદય કમળ નહી ન્યારા
મોહની લગાડી નાથ સદા હવે રાખુ સાથ——ટેક—૦
તમે પ્રભુ પતીને હુ દાશીરે ધરી સર્વ શક્તિ અવીનાશીરે
પ્રભુજીછો આ..... ..... .....મારા પ્રાણ આધાર
રસીલા છો આ..... ..... .....મુજ મન હરનાર—પ્રીતમ

હિરણાક્ષ— ૧૯

અરરર જુલ્મ આશો જણાય
પ્યારો મારો વહાલો બંધુના ભળાય
અરરર ધૈર્યના ધરાયરે————ટેક——૦
મનુષ્ય નહી દેવ નહી અજબ જીવ એ જણાય
મારૂં નહી એહુનેતો જીવીત મુજ વ્યર્થ ગણાય
દુશ્મન મારૂં લેઉ અ————અરરર——૦

# અંક બીજો

હિરણ્યાક્ષ—— ૨૦

મુવો હાય બંધુ મારો હાય થયો ન્યારો.
મળુ કયાં હું હવે મુજ પ્રાણથી પ્યારો——ટેક
મરીશ હું હાય રીબાઇને
થયો મુજ જન્મ આ ખારો થયો ન્યારો——મળુ
વીસારૂ નહી પ્રીતી કયારો
જોઉ કયાં હું બંધુ મારો થયો ન્યારો——મળુ

હિરણ્યાક્ષ—— ૨૧

મને ધીરજ હવેન લગાર (ર)
જપું હું બ્રહ્માનુ નામ કરવાને મારૂં કામ
પ્રસન્ન કરૂ હું પ્રીતે રહી વને શુદ્ધ ચીતે
અમર બનાવુ કાયા હું મારી શતરૂની શી સત્તા ભારી
મારી તોડી દેવોનો હું કરૂ સંહાર——ટેક

ગંગારામ-જીવી-ડોશી— ૨૨

નાચુ હું ડોસી આજે આ પુત્ર રીઝાવા કાજે—
દુઃખ વ્યાપી રહ્યુંછે સઘળે આ ઢડપણ મારૂ બગડે——ટેક

નાચેઃ શું ડોસી આવું આહી નથી મફતનું ખાવું
નાચો શરમને છોડી મળશે છાશ નહીતો પોડી——નાચુ
આ રાંડે જુલમ મચાવ્યો ડોસીનો જીવઅકળાવ્યો
માઠું લાગ્યું મુજ મનને અતી તાપ થયોછે તનને——નાચુ

હિરણ્યકશિપુ—— ૨૩

અહા થયા છે પ્રસન્ન ખુશી થાઉં બહુ મન
માર માર મારૂં માર કરૂં શતરૂનો સંહાર
હું જલદી જાઉં પુરમાં થયું વજ્રનું મુજ તન
જગમાં હું મુજ નામ જપાવું પ્રભુનું સઘળેઃ માન ભુલાવું
કરૂં બેફાન મેદાન રહો નીશ દીન મગન.

ગંગારામ-જીવી—— ૨૪

જોઇ તારી પ્રીત પ્યારી વારી વારી જાઉં-
મારી રંગીલી રસીલી————ટેક.
જોઇ તારો ચટકોને જોઇ તારો મટકો-
તારા પરથી પ્યારી વારી વારી જાઉં——મારી
વાહ વાહ મારા સ્વામિ છોગાળા
છોયે રૂપાળા કાજળથી કાળા
ન કરવુ ચાળા ? કરવાની બસ !

મારે ખાઇશ તુ ખસ ?

જઉંશ પીયરમાં ચાલી.

નાના મારી વહાલી તારી બોલી લાગે છે કાલી કાલી—

દરબારીઓ:— ૨૫

ધુમ કીર ધતી લીતી તોમતાના દેરના (૨)

તાના દેરના તાના તાના દેરના———ટેક

નાતાદેરે દીમતાના ધેતે લેતે લોમ તાના દેરના (૨) ધુમ

ધાકડાંન ધાધા તીરકીટ ધાધા તીર કીટધા (૩)

હિરણાકંસ મહારાજ ચરણમાં ગાય બજાવે સેવક સઘળા

સાની સાની ધની ધની ધપ ધપ ધપ મમગ મગરે ગરે

ગરે સા સાની ધપ મગરે સા———ધુમ-•

દરબારીઓ...... ૨૬

સજ્જન સૌ સાથે શુરવીરતા કરો

સૌ જઇને આજે ઇંદ્રાસને કહો હાથ

સુર્ય સાથે ભીડો બાથ દેવો કો લાવો સાથ

ઉરમાં હિંમત ધારી પ્યારી લાવો શતરૂ સંહારી ટેક

કયુમા—સાહેલીયો... ૨૭ ( ગરબો )

શોભે શરદની રાત (૨) ચંદ્ર ચળકેરે અતિ આકાશમાં—

સૌ સખીઓ સંગાત (૨) આવોને રમીએ આપણે રંગમાં-
સૈયર સાંભળતું દિલડાંની વાત પીયુ આવ્યાનથઇછે———

પ્રભાત–ટેક–૦–

જોબન દરિયા છુધવે પીયુ દેસાવર દુર
અણ સમજુ સમજે નહિ પ્રીતી નીરનુ નુર
યોવન ખીલ્યુ મારૂં પતી વીણ થાયે ખારૂં મદન સતાવે-
સખી દિવસને રાત———
વિયોગણીને દુઃખ અતિ પીયું દેશાવર દુર–શોષાય નીસદીન
શરીરને પરવશ થાયે પ્રાણ———
સખી જેને પતીનું સુખ રહે તેનું પ્રફુલીત મુખ-
ભાગે સર્વે તૃષ્ણાની ભુખ તેને રહે નહી કાંઇ દુઃખ-
જળથી જુદી માછલી રાખો કરી વીવેક
વીયોગે મારા વાલમાં રહે નહી ક્ષણ એક
પ્રેમી પ્રીયે સંગે રમવા પધારો રંગથી ભીંજાવુ નાથ તમને,
વારૂ મોહન મારારે... ...
સુનાં મંદીર માળીયાં શેજે સુખેન સુવાય
જાપે દીન નેરજની જે ક્ષણુ એક યુગ સમજાય......શોભે



જીવી--                    ૨૮
આનંદ ઘણોછે આજેરે અંતર મારે
સાસુ મારીની આજે ધાન કરાવું
ધાર્યું મારૂં થાશેરે જગમાં હું ભારે
જીવી—ગંગારામ——                ૨૯
મારા ભાગ્ય તણો નહીં પાર પતી મારૂં ધાર્યું કરેછે
જોયુંછે અજાયબ આજ મુક્યા સાસુ સાડલો તરે
જુગતે જાણ્યું મે મુજ મન રાજુ મારા ઝાની શોધિછે,-ટેક
થઇ તું ઘેલી શું આમ છેક જોને આ નારીકે મારી
અંધારે ઓળખ્યામાં ફેર હવે તું જોને નીહાળી-મારા
જીવી=ગંગા——                    ૩૦
સુઇ હાય મારી માત કરી તને પ્રીતે ઘાત
તમે મને ફંદમાં ફસાવી હો ખોટા પ્રેમી મારાથી ન બોલશો
આજ સુધી શું સુખ કાંઇ મળ્યું ન મુજને
શોકમાં ડુબાવી અપાર આજ————ટેક
હાથના કરેલ તને વાગ્યા હૈયામાં
પ્રીતે પ્રગટ થયું પાપ આજ————હો ખો
તેરી બી ચુપને મેરી બી ચુપ હવે
જાણ થયે આબરૂ જાય હાય——હો.

અપ્સરા—— ૩૧

પ્રીતથી કરીએ પ્રભુની સેવા આનંદનો દિન આજ
ભાવ ધરીને ભજે તમોને પામે તે સુખ સાજ
દીન દયાળુછો આપ કૃપાળુ ભક્ત તણા કરોરે કાજ
પુજન આપનુ કરીએ સદાએ સહાય થજો શીરતાજ
અર્જુનને અવીચળ રાજ પામ્યા પાંડવો સુખ સમાજ
ભક્ત વત્સલછો આપ માયાળુ છો મહારાજ...

દેવો--અપ્સરા-- ૩૨

દુઃખ ઘણું દુઃખ ઘણું, દુષ્ટ તણું આચાર
ત્રાસ થાયછે અપાર અમોને વેલી કરો પ્રભુવાર
દુષ્ટ તણું છે પુણ્ય અપાર પુણ્ય અપાર કર્યું તપબહુ કાળ
અકળ કળા પ્રભુ તમારી કોઇથી ના કળાય
આપ પ્રતાપે સુખ સૌ થાશે એવું અમોને જણાય
શાન્ત થાઓ કરૂ ભક્તની વાર દુષ્ટને માટે ધરૂં નૃસીંહ અવતાર



# અંક ત્રીજો

હિરણ્યાક્ષ— ૩૩

જરી ચેન નહિ મુજ મન વિષે પ્રીયા વિના આવાર
અર્પો ન શતરૂ માહરો મુજ વહાલીને હરનાર
નહિતો આ શમશેરથી સંહારૂ હું નિરધાર
ગોરી એ છે ગર્ભવંતી દુઃખડાનો શો પાર
ધીક્કાર જીવતું માહરૂ મળી નહિ કંઇ ભાર
ઉરમાં અતિ આજારશું કરતાં પ્રીયનો વિચાર
છે સર્વ શક્ત મુજ વીરો પણ હાયરે લાચાર

પ્રહ્લાદ— ૩૪

મારા અંતરમાં ઉતપાતરે મારૂ મનડું ધડે બહુ ઘાટ
પીતા ખરા કે પ્રભૂ ખરા હું શોધુ સાચી વાટ
કરૂ પરીક્ષા પીતા પ્રભુની કોણ સાચુ કોણ જુઠ જાત
પ્રભૂ ખરાજો પ્રગટો મુજ મનમાં થાય નિર્ણયતો વાત--રેહું

ગોરો— ૩૫

નાંખેલ પ્રેમની દોરી રામ ગળામાં વહાલે નાંખેલ પ્રેમની દોરી
કૃષ્ણ કાળાને રાધા ગોરી રામ..............
મનરાઈ વનમાં વહાલે રાસ રમ્યો છે (૨)—

સોળસે ગોપીમાં રાધા ઘેરી રાંમ..........ગળામાં
વનરારે વનમાં વહાલો ગૌધેનુ ચારે (૨)
બજાવી બંસીને ગાયો ઘેરી રામ ગળામાં

ગોરો— ૩૬

રામ નામ જગતમાં પ્યારૂ લાગેરે મુને પ્રીતથી
ત્રીભૂવન તોલ્યુ એક તંતુએ ચૌદ બ્રહ્માંડનો ભૂપ
રચના આખા વિશ્વની બુદ્ધિ અગાધ અનુપ

પ્રલ્હાદ— ૩૭

ઘટમાં થયુ છે જ્ઞાન પ્રકાશરે
થયું અજ્ઞાન સર્વ વિનાસરે રામ નામ ખરૂં
આયુષં અલ્પજો વહી જશે ભજયાવિના રૂગનાથ
પછે પસ્તાવો થસે ભજુ હેતે હવે કુઅવીનાશરેરામનામ
પીતા મુજ પાપી ઘણા રાખે પ્રભૂથી વેર
સન્મતી સુજી મને પ્રભુ ભજી કરૂ હુ લીલાલેર——રેસ

નિશાળીઆ— ૩૮

ચાલો ચાલો નીશાળે જઇએરે (૨)
ગુરૂ પાસેથી જ્ઞાન રૂડું લઇએરે——ટેક

વીધા ભણ્યા વીણુ જીવે જગમાં
પશુ સમાન તેને કહીએરે———ચાલો
વીધા સમ કોઇ વસ્તુ ન મળે
કલ્પ તરૂ જેને કહીએરે
નૃપ વીદ્વાનની તુલના નથાએ
વીધા ગુપ્ત ધન કહીએરે———ચાલો

પ્રલ્હાદ— ૩૯

જગમાં રામ શરણુંજે જાવે
ખરો આનંદ તે પાવે ભાઇ (૨)
સંત સમાગમ શ્રવણુ ન ધારે
જન્મ વૃથા તે વીદારે ભાઈ (૨)
ધન તન ધામ વીષય રસ ઢોળો
પ્રભુ પ્રેમ અમ્રત ઘોળો ભાઈ (૨)
સ્વાર્થીઓ સંસાર ને જાણુ
રામ નામ આનંદ પ્રમાણો ભાઇ (૨)

પ્રલ્હાદ— ૪૦

મારે કરવુ છે ભાઇ મારે કરવું છે
હેતે હરીનું સ્મરણ મારે કરવુ છે
પીતા મારાની કંઇ પરવાન ભાઈ

રામ ચરણુ જાઉ મારે ઠરવું છે—ટેક
રામ સ્મરણુનો હું તાર ન તોડુ
ભલે પીતા મારે તો મારે મરવું છે——હેવે

હિરણ્યાક્ષ——          ૪૧

અરે આ જુલ્મ શો થાયે (૨)
શાતરૂ મારાને પુત્ર ચહાયે
સજા તેને કરૂ હુ આજ———શાતરૂ
દિલ મારૂ અતી ઉદાસ (૨)
પુત્ર મારો પ્રભુનો દાસ
થયોછે ક્રોધ અતિશય આજ——પુત્ર

હિરણ્યાક્ષ——          ૪૨

જાજા દુરથા ધીકછે (૨)
આ શું બોલો મારા તાત અહો આજે——ટેક
પુત્ર થયો તું પાપી આજ્ઞા મારી ઉથાપી
નાખુ હું શીશ આ કાપી શીખ આ કોણે આપી
હરીને પીતા ભજો આવાર
જેથી આ જગત તરાય અહો આજે————જાજ

કુંટ ધ્રુજી એશું બોલ્યો ગણું હરી તુણુ તોલે
પ્રભુજી સહાયે થાઓ આધાર
પીતાને સન્મતી આપ અહો આજે

પ્રહ્લાદ ૪૩

વીના રામ રૂગનાથ વિના ભજન ભગવાનરે
અપના કોઇએ નહી— ટેક
આટ કાટકા બન્યા ઘોડલા હંસા હુવા અસ્વારરેજી
નદી કીનારે જઇ ઉતરીયા વીના ફુંક જલી હોળીરે અપના
નદી કીનારે ખેલીરે વળીયા ઘેરે બેલે એની માતરેજી
સઘળુ કુટુમ્બ તારૂ વીંટીને બેઠું હશો એકલો જાયરે -અપ
માતા કહેછે પુત્ર અમારો પીતા કહે સુત મારોરેજી
બેની કહેછે બંધવ અમારો ત્રીયા કહે વર મારોરે-અપ
હરતી ફરતી પ્રોયા રૂવે મારી જોડી કોણે તોડીરેજી
કહત કબીરા સુનો ભાઇ દુનીયા જોડી જેણે તેણે તોડીરેઅપ

પ્રહ્લાદ ૪૪

આવો વારે વિષ્ણુ મારી સહાયે વીભૂ

જોઈ આ અમી હું છુ ડર્યો
દીન બંધુ પ્રભુ કરૂણા સીધુ પ્રભુ
પાપી પીતાએ આ કેર કર્યો
શાન્ત અગ્નીથી થવા નથી સાધન મારી પાસજી
આ વખતે હુ એકલો તમ તણી છે ઓથ- ટેક
તજીસ નહિ તમ નામ હુ કોટી ઉપાયે નાથજી
ચીંતા છે મારી આપને તો શા હવે ઉચાટ—ટેક

કયુધા ૪૫

મુજ દીન તણી દયા જાણીને પ્રભુ પુત્ર ઉગારે
દીન કાઢુ હુ ઝુરી ઝુરી પ્રભુ આવતુ વારે
કહો કોઇ શાથી મારા પુત્રને આમ મોત વીણુ મારે-ટેક
કર્મો દુશ્ટ મેં જે હશે કર્યા તે ભોગવવા મ.રે
પ્રભુ થા સહાય મુજને સદા હવે હુ શરણ છુ તારે પ્રભુ
સુખ કયાંયતો ન જણાય છે દુ:ખ દીસમાં ચારે
વહાલા વીણુ બળે છે કાય આંસુ આંખમાં ભારે પ્રભુ

પ્રહ્લાદ— ૪૬

હવે ભજુ પ્રભુને હેતે નીત લેતો નામ હુ પ્રીતે

પીતા મારા કોપ્યા મારા પર લેતા હરીનું નામ
માંજારીના વહાલે બચ્ચાં ઉગાર્યા એવા કીધા કામ
વારે આવો રામજી વહેલા પીતા મમ થયા છે ઘેલારે
મુજ કારણ સ્થંભ ધખાવ્યો પીતુ નારા છે અજાણ
તેમાં પ્રભુ પ્રગટ થશો એવી મુને છે જાણ—
ભલા કેમ ભક્તી ચુકે આવ્યો અવસર ન મુકેરે

સર્વપાત્રો— ૪૭

પ્રગટ થયા આજે નૃસીંહ સ્વરૂપ વીરાજે
સહાય પ્રહલાદની કરી સહાય
આનંદ છે આજે સુખ અતી સાજે—ટેક

શાંન્તી.



# ચસમા ! પેબ્બલના ચસમા !



ખાસ વિલાયતથી મંગા વેલ ખરા પેબ્બલના ચસ્મા અમારે ત્યાંથી ઘણાજ ઓછા ભાવથી મળે છે.

વીલાયતમાં પાસ થયેલા આંખના ડાકટર બળવંતરાય નરસીંહરાય કાનુગાને અમારે ત્યાં ડાકટરી ચસમાની પેટીમાં થી આંખ તપાસી ચસમાનો નંબર મફત કાઢવા માટે રોક વામાં આવ્યા છે

ચસ્માની ફ્રેમો નીકલની, એલ્યુમીનનામની રોલ ગોલ્ડ, કેરેટ વીગેરે જાતની ફ્રેમો ઘણીજ ઓછા ભાવથી મળે છે

અમારે ત્યાંથી લીધેલા પેબ્બલના ચસ્મા એક વરસ સુધી પૈસા લીધા વિના નંબર બદલી આપવામાં આવે છે.

એક વરસ પછી લીધેલા ચસ્મા અગર જુના પેબ્બલના ચસ્માનો નંબર ફક્ત રૂપૈઓ એક લઈ કાચ ફેરફાર કરી આપવામાં આવે છે. ખાસ જૈનના સાધુ સાધ્વીઓને માટે નફો લીધા વિના ચસ્મા આપવામાં આવે છે.

આ ઉપરાંત અમારે ત્યાં પ્રાઇમસના ચુલા તથા નીચે પ્રમાણે માલ વેચાયછે

દરેક જાતની અંગ્રેજી દવાઓ, ખોરાકી સામાન, ગ્લાસવેર એન્ડ લવેન્ડર કોકરી કટલરી દરેક જાતની ચાહ, કોફી, સીગર એન્ડ સીગારેટ તંબાકુ, સ્ટેશનેરી, ટોઇજ કામ પરફ્યુમરી, સેન્ટ, દરેક જાતનો સાબુ, એસીડ વગેરે કીફાયત ભાવે વેચાય છે ખાસ કેસર સુખડ તથા માથે નાંખવાના તેલ પણ મળેછે.

## ચુનીલાલ મયાચંદ મહેતા.

ત્રણ દરવાજા નં ૩૬૧૪—અમદાવાદ.

દાક્તર એન. હોલની દવાઓના ચીફ એજન્ટ.

